# હન્ના હિપ્પો નો ઠંડો શિયાળો

## એક સાચી વાર્તા



ટ્રિશ માર્ક્સ

ચિત્ર: બાર્બરા નટસન

હન્ના એક હિપ્પો હતી. એ હિપ્પો માટે પ્રસિદ્ધ શહેર બુડાપેસ્ટ ના પ્રાણીસંગ્રહાલય માં રહેતી હતી. હન્ના અને અન્ય હિપ્પો જમીન માં થી નીકળતા કુદરતી ગરમ ઝરણાં ના પાણી માં રહેતા હતા અને ફૂલતા-ફાલતા હતા. બુડાપેસ્ટ ના લોકો ને એના હિપ્પો પર ગર્વ હતો અને એ ઘણી વાર હન્ના અને એના મિત્રો ને પ્રાણીસંગ્રહાલય માં મળવા આવતા હતા.

એક શિયાળા માં એટલી ઠંડી પડી, કે બુડા અને પેસ્ટ ના જોડિયા શહેરો વચ્ચે ની નદી પણ જામી ગઈ. એ સમયે બીજું વિશ્વયુદ્ધ ચાલી રહ્યું હતું જેને લીધે લોકો અને જાનવર ભૂખ થી મરી રહ્યા હતા. પણ બુડાપેસ્ટ ના લોકોએ એના પ્યારા હિપ્પો ને બચાવવાની એક યોજના બનાવી.

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ઘટેલી એક સાચી ઘટના પર આધારિત આ એક હ્રદયસ્પર્શી વાર્તા છે.

લેખક ટ્રિશે આ વાર્તા બહુ સરસ રીતે વર્ણવી છે.

# હન્ના હિપ્પો નો ઠંડો શિયાળો






# હન્ના હિપ્પો નો ઠંડો શિયાળો

ટ્રિશ માર્ક્સ
ચિત્ર: બાર્બરા નટસન

હું જયારે બાળક હતો, ત્યારે રવિવાર મારો મનપસંદ દિવસ હતો. શહેર ની બહાર મરચાં ની મિલ માં આખું અઠવાડિયુ કામ કર્યા પછી, પાપા રવિવારે આરામ થી ઉઠતા હતા. અઠવાડિયાના છ દિવસ, ગરમી હોય કે ઠંડી, એ ખેડૂતો ના સુકાયેલા મરચાં ની વજનદાર ગુણીઓ ઉતારતા હતા અને એને મરચા ની મિલ ની ઘંટી ના મુખ માં નાખતા હતા, જ્યાં એના મસાલા બનતા હતા. પાપા કહેતા હતા કે એને માટે ઘંટી ના મોઢા ને સતત ભરવાનું, એના ત્રણ બાળકો નો ખવડાવવા કરતા વધારે મુશ્કેલ કામ હતું.



પણ એ કામ અઠવાડિયાના છ દિવસો જ ચાલતું હતું. સાતમે દિવસે, રવિવારે, પાપા સૂરજ ઉગે ત્યાં સુધી સૂતા હતા. અમે એને રસોડા માં આવવાની રાહ જોતા હતા. ત્યાં એ એનો સૂટ અને લાલ ટાઈ અને સોના ની કફ-લિંક પહેરીને આવતા હતા જે એના દાદાએ એને લગ્ન સમયે ભેટ આપ્યા હતા.

"સારું, સારું," એ કઠોર દેખાવાની કોશિશ કરતા હતા. "લાગે છે કે આજે પણ મને શાંતિ નહીં મળે. મને લાગે છે કે મારે તાપણાં પાસે બેસી ને તમારી માઁ એ બનાવેલી સરસ કોફી પીવા માટે થોડી વધારે રાહ જોવી પડશે. તમારા ચહેરા જોઈને મને લાગે છે કે તમે લોકો આજે બહાર જવા ચાહો છો."





અમે શ્વાસ રોકી ને આશા કરી રહ્યા હતા કે પાપા એ કહે. અમે પાપા અને માઁ સાથે બુડાપેસ્ટ માં સર્વત્ર ફર્યા હતા, અને ક્યારેક આસ-પાસ ના ગામમાં પણ. અને અમારામાંથી દરેક ની કોઈ મનપસંદ વિશેષ મૂર્તિ કે મકાન કે પાર્ક હતા. મને ડેન્યુબ નદી પર પૂલ ની રખેવાળી કરવાવાળા નકશીદાર પથ્થર ના સિંહ બહુ પસંદ હતા. મારી બહેન ને ગેલર્ટ હોટેલ ના સ્નાનાગાર માં જઈને ત્યાં રંગ કરેલી ટાઇલ જોવાની અને જમીન માં થી ઉઠતી વરાળ નો અનુભવ કરવો બહુ પસંદ હતો.

એક જગ્યા હતી જે અમને બધા ને પસંદ હતી, પણ અમે પાપા ને ક્યારેય ત્યાં લઈ જવાનું કહેતા ન હતા, કારણકે ત્યાં પૈસા ખરચવા પડતા હતા. અમે જાણતા હતા કે માઁ ખાંડ અને માખણ ખરીદ્યા પછી અમારા માટે નવી પેન્ટ નું કાપડ, અને અમારામાં થી કોઈ માટે નવા બુટ લેવાના હતા. પણ કોઈ દિવસ પાપા રસોડા માં ઉભા રહેતા અને એના ખિસ્સા માં હાથ નાખીને સિક્કા નો રણકાર કરતા હતા અને એ સમયે એના ચહેરા પર મોટું સ્મિત રમતું હતું. ત્યારે અમને ખબર પડતી કે એ રવિવારે અમારે પ્રાણીસંગ્રહાલય જવાનું છે.



મારો મોટો ભાઈ ગેબોર, જેની પાસે ખિસ્સા-ખર્ચી ના પૈસા હતા, એ સ્નાનાગાર થી લઈને બજાર સુધી સડક પર દોડતો હતો, જ્યાં ખેડૂત એના ઈંડા અને ટામેટા અને ચિકન વેચવા માટે લાવતા હતા. થોડી વારમાં એ ખાવા ના સ્ટોલ અને મસાલા ની દુકાનો માં ઓઝલ થઈ જતો હતો, પણ એ હમેશા અમારા બધા માટે કેન્ડી લઈને પાછો આવતો હતો.

અમારા શહેર નું પ્રાણીસંગ્રહાલય એક મોટી ટેકરી ના ઢોળાવ ને ઉતરી ને અને અમારા રહેણાંક ની નદી ની બીજી બાજુ હતું. પાપા, ઇવા ને એના ખભા પર ઉપાડતા હતા અને મારો હાથ પકડતા હતા. ગેબોર આગળ દોડતો હતો, અને અમે ઢોળાવ ઉતરી અને નદી પાર કરીને પેસ્ટ શહેર જતા હતા.



ઘરે પાછા ફરતા, અમે ટેકરી પર ચઢવાવાળી નાની ગાડી માં બેસતા હતા, પણ ટેકરી ની નીચે ઉતરતા અમે સંતા-કૂકડી રમતા, અને પાપા એ પૂછેલા ઉખાણાં નો ઉકેલ શોધતા.

"નાના ટીબોર," એ મને પૂછતાં, "લાંચીડ પૂલ પર તારા મનગમતા સિંહ, પૂલ ની રખેવાળી કરે છે. મને જણાવ કે એ સિંહ માં શું ખામી છે?"

મને જવાબ આવડતો હતો. મને ખબર હતી કે એ સિંહ ની જીભ ગાયબ હતી, પણ હું હંમેશા પાપા ને જ જવાબ આપવા દેતો હતો. અને પછી અમે પાપા નું ખડખડાટ હસવાનું સાંભળતા હતા.

થોડી વાર માં અમે પ્રાણીસંગ્રહાલય પહોંચવાના હતા. ત્યાં કુગ્ગા વેચવાવાળા પુરુષો અને આઈસક્રીમ વેચવાવાળી સ્ત્રીઓ પ્રાણીસંગ્રહાલય ના દરવાજા ની સામે કતાર માં ઉભા રહેતા હતા.

"જલ્દી કરો, જલ્દી કરો," એમાંથી કોઈ બૂમ પાડતું હતું. "આ હન્ના ના ભોજન નો સમય છે."

હન્ના એક હિપ્પો હતી. અમારું શહેર જળઘોડા માટે પ્રસિદ્ધ હતું. જળઘોડા ને ત્યાંની જમીન માં થી કુદરતી રીતે નીકળતા ગરમ પાણી ના ઝરણાં બહુ ગમતા હતા. ધીમે-ધીમે એ હિપ્પો હૃષ્ટપુષ્ટ અને સ્વસ્થ થઈ ગયા હતા. એના ઘણા બચ્ચા પણ હતા, જેને દુનિયાના અન્ય પ્રાણીસંગ્રહાલય માં મોકલવા માં આવતા હતા.

અમારા શહેરે ના પ્રાણીસંગ્રહાલય માં હિપ્પો માટે એક સુંદર ઘર બનાવવામાં આવ્યું હતું. એનું ઘર એક નાના મહેલ જેવું દેખાતું હતું. એમાં તાંબા ના ગુંબજ અને સામે એક મોટું પાણી નું તળાવ હતું, અને અંદર અલગ-અલગ રૂમ માં પણ તળાવ હતા. હિપ્પો ના ઘર ની આસ-પાસ ઝાડ-પાન અને ફૂલ લગાવવામાં આવ્યા હતાં, અને ત્યાં નું પાણી હંમેશા સાફ રાખવામાં આવતું હતું.



એ એનું મોઢું ત્યાં સુધી ખુલ્લું રાખતી જ્યાં સુધી એનું આખું મોઢું ઘાસ થી ભરાઈ ન જતું. પછી, એક હિપ્પો થી થઈ શકે એટલી જલ્દી, એ એનું મોઢું બંધ કરતી હતી. પછી, જાણે પળવારમાં , એનું મોઢું ફરી ખુલતું, અને બધું ઘાસ એના પેટ માં જતું રહેતું હતું. એને જોઈને લોકો બહુ હસતા હતા, અને એમાં પાપા સૌથી વધારે ખીલખીલાટ હસતા હતા. એ એક એવો કોયડો હતો જે પાપા પણ ઉકેલી શકતા ન હતા.

હન્ના એક વિશેષ હિપ્પો હતી. એને બહાર ના તળાવમાં, લોકો પાસે રહેવાનું પસંદ હતું. એ ઘણીવાર એની એક આંખ ખુલ્લી રાખી ને સૂતી હતી, એ આશામાં, કે એ ઘાસ ની લાદેલી ગાડી ને નીચે આવતા જોઈ શકે. જયારે અન્ય હિપ્પો આરામ કરતા હતા, હન્ના ત્યારે ઉઠતી હતી જયારે ઘાસ ની ગાડી પાસેના જિરાફના ઘર પાસે પહોંચતી હતી. હન્ના એકમાત્ર હિપ્પો હતી, જે મોઢું ખોલી ને તૈયાર રહેતી, જયારે પ્રાણીસંગ્રહાલય નો રખેવાળ પહેલી ઘાસ ભરેલી પંજેટી (પિચફોર્ક) ખવડાવવા માટે તૈયાર રાખતો.





હવે લોકો માથું હલાવતા, કામ પર જતા, અને પાછા ફરીને ઘર ની અંદર જ રહેતા. હવે પાપા અમને રવિવારે ઘર ની બહાર લઈ જતા ન હતા. અમે તાપણાં પાસે જ બેસી ને ભણતા અને ફાટેલા કપડાં ને સાંધતા, અને સારા સમાચાર જાણવા માટે રેડીઓ સાંભળતા હતા. પણ સૈનિકો ત્યાં જ રોકાયેલા રહ્યા, અને દિવસ ની  ઠંડી વધતી ચાલી. ધીમે-ધીમે અમારું માંસ ખલાસ થઈ ગયું, અને બટાટા પણ. પાપા બજાર માં થી ફક્ત થોડા ગાજર અને કાંદા લઈને ઘરે આવતા હતા, અને આ શાકભાજી અને અમારા પાડોશી એ આપેલા પાતળા ચિકન સાથે, માઁ હંમેશા અમારા માટે થોડું સૂપ બનાવવામાં સફળ રહેતી હતી.

એક શિયાળામાં, બુડા અને પેસ્ટ ના જોડિયા શહેરો વચ્ચે ની નદી જામી ગઈ. એ એક મોટી નદી હતી, અને આટલા પાણી ને જામવા માટે શિયાળો વાસ્તવ માં બહુ ઠંડો રહ્યો હશે. પણ કોઈએ ઠંડી વિષે બહુ ફરિયાદ ન કરી, કારણકે અમારી સાથે એનાથી પણ મહત્વપૂર્ણ કંઇક થઈ રહ્યું હતું. આખા યુરોપ માં, અને બહાર, એક યુદ્ધ ચાલી રહ્યું હતું. હવે અમારા શહેર માં નદી ની બંને બાજુ સૈનિકો હતા અને બંને સેનાઓ ના સૈનિકો એક બીજા સાથે લડી રહ્યા હતા.



અમે અમારા જ ભૂખ્યા પેટ વિષે વિચારવામાં એટલા મગ્ન હતા કે પાપા ના સમાચારે અમને આશ્ચર્ય માં નાખી દીધા. "પ્રાણીસંગ્રહાલય ના જાનવર પણ ભૂખ્યા છે," એમણે કહ્યું. "મેં સાંભળ્યું છે કે સૈનિકો ને કારણે હવે શહેર માં જાનવરો માટે કોઈ અનાજ આવી રહ્યું નથી, અને ઠંડી વધારે હોય ત્યારે જાનવરો ને વધારે ભોજન ની આવશ્યકતા હોય છે." અમે હન્ના વિષે વિચાર્યું, અને એના વિશાળ સ્મિત વિષે પણ. અમે ઉનાળા માં જન્મેલા હન્ના ના બચ્ચા અને પ્રાણીસંગ્રહાલય ના બધા પ્રસિદ્ધ દરિયાઈ જળઘોડા વિષે પણ વિચાર્યું. એ રાતે પથારીમાં સૂતી વખતે અમને બહુ લાચારી અને ઉદાસી ની લાગણી થતી હતી.



સવારે પાપા રસોડા માં એના સૂટ માં આવ્યા. એના હાથ એના ખિસ્સા માં હતા, અને એના ચહેરા પર મોટું સ્મિત હતું. "આપણે પ્રાણીસંગ્રહાલય જઈ રહ્યા છીએ," એણે કહ્યું, "પણ મનોરંજન માટે નહીં. આજે આપણે પ્રાણીસંગ્રહાલય ને બચાવવા માટે જઈ રહ્યા છીએ. જો બાળકો તમે તૈયાર થઈ શકો, તો તમે પણ મારી સાથે ચાલો, તો હું તમને દેખાડીશ કે આપણે એ કેવી રીતે કરશું."



અમે અમારા રૂમ માં ગયા અને થોડી વાર માં રસોડા માં પાછા આવ્યા. માઁ એ અમારા ગળા માં મફલર વીંટાળ્યા. માઁ ના ચહેરા પરથી અમને લાગી રહ્યું હતું કે એમણે અને પાપા એ હિપ્પો ને બચાવવા માટે ઘણો ઊંડો વિચાર કરીને કોઈ સારી યોજના બનાવી હશે. ઘર ની બહાર નીકળતી વખતે પાપાએ પરાળ નું બનેલું પગલૂછણીયું અને પરાળ ના સ્લીપર સાથે લીધા. ગેબોર, ઈવા અને મેં ધીમે અવાજે વાત કરી, પણ અમને ખબર હતી કે થોડી વાર માં પાપા અમારી સાથે એ ગુપ્ત રહસ્ય ની વાત કરશે.

પ્રાણીસંગ્રહાલય જતા રસ્તામાં, પાપાએ અમને યોજના વિષે જણાવ્યું. "આપણે પહેલા પ્રાણીસંગ્રહાલય ના સંચાલક પાસે જઈશું," એમણે કહ્યું. "અને આપણે એને આપણી સાથે હિપ્પો ના ઘરે લઈ જશું અને એને પૂછશું કે આપણી યોજના કામ કરશે કે નહીં."

જયારે અમે હિપ્પોના ઘરે પહોંચ્યા, તો અમને ત્યાં એક જામેલું તળાવ અને એની ચારે બાજુ ઉજ્જડ વૃક્ષો જ દેખાય. ગરમાવા માટે અને ઠંડી હવા થી બચવા માટે હિપ્પો અંદર એક બીજા ની હૂંફ માં ભરાઈ ગયા હતા. હન્ના હવે બહાર અમારી રાહ નહોતી જોતી અને એક આંખ ખોલીને સૂતી પણ ન હતી. અમે બધા હિપ્પોમાં થી એ ન જાણી શક્યા કે હન્ના હિપ્પો કઈ છે.





પાપા એ જાનવરો પાસે ગયા અને એણે ધીરે થી પરાળ ની ચટાઈ એક હિપ્પો ના નાક નીચે રાખી દીધી. હિપ્પો થોડો હલ્યો પણ એણે ચટાઈ ખાધી નહીં. પાપા એક લોખંડ ની પંજેટી લઈ આવ્યા અને એનાથી એણે ચટાઈ ભાંગી નાખી. પાપા એ ચટાઈ ના ટુકડા પંજેટી ના ધારદાર માથા માં ફસાવ્યા. પાપાએ ફાટેલી ચટાઈ ના ટુકડા હિપ્પો ની સામે ધર્યા. બુઢ્ઢો હિપ્પો ઉભો થયો અને એણે એનું મોઢું ખોલ્યું, અને આંખ ના પલકારા માં ચટાઈ ગાયબ થઈ ગઈ. "બહુ સરસ," પ્રાણીસંગ્રહાલય ના સંચાલકે કહ્યું. "બહુ સરસ."

એ દિવસ પછી, ઠંડી રાતો માં, રાખોડી સવાર માં, ઝાકળ માં, ધુમ્મસ માં, અને હિમ વર્ષા માં, એક જૂનું ગાડું એનાથી પણ વૃદ્ધ ઘોડા થી ખેંચાતું બુડા અને પેસ્ટ ની સડકો પર ફરતું હતું. "હિપ્પો ને ખવડાવો, હિપ્પો માટે પરાળ દાન કરો," ચાલક નો અવાજ રસ્તા પર ગુંજતો હતો.



અમારા શહેર ના લોકો દરવાજામાં થી બહાર નીકળીને પોતાની જૂની પરાળ ની બનેલી ચટાઈ, ચપ્પલ અને ટોપીઓ ગાડાંમાં ભરી દેતા હતા. ગાડી ભરાઈ જતી હતી, અને વૃદ્ધ ઘોડો એને વફાદારીથી ખેંચી ને હન્ના અને પ્રાણીસંગ્રહાલય ના બીજા હિપ્પો પાસે લઈ જતો હતો. શિયાળાના અંત સુધીમાં બુડાપેસ્ટ ના લોકોએ હિપ્પો માટે નવ હજાર ટોપીઓ, ચટાઈઓ અને ચપ્પલ દાન માં આપ્યા. એને ખાઈ ને હિપ્પો તગડા તો ન થયા. પણ પરાળના ભૂસાએ એમને એ ઠંડા અને ભયાનક શિયાળા માં જીવતા જરૂર રાખ્યા.





એ વસંતમાં અમારા શહેરમાં યુદ્ધ સમાપ્ત થઈ ગયું. હવે હું મોટો થઈ ગયો છું, અને એ કડકડતો શિયાળો અને સૈનિકો એક સ્મૃતિ બની ગયા છે. પણ બુડાપેસ્ટમાં હજી પણ હિપ્પો એના મહેલ માં રહે છે અને ગરમ ઝરણાંના પાણીની મજા લઈ રહ્યા છે. એ દિવસો પછી હું બહુ દૂર જઈ ચુક્યો છું. દરેક વખતે જયારે હું દુનિયાના કોઈ પણ પ્રાણીસંગ્રહાલયમાં કોઈ હિપ્પો ને જોઉં છું, તો હું હન્ના, પાપા અને મારા શહેર ના બહાદુર લોકો વિષે વિચારું છું, જેણે યુદ્ધ દરમ્યાન એના હિપ્પો ને નવ હજાર પરાળ ની ચટાઈઓ, ચપ્પલો અને ટોપીઓ આપી ને બચાવ્યા હતા.

## લેખક ની નોંધ

આ વાર્તા એક સાચી ઘટના પર આધારિત છે. બીજા વિશ્વયુદ્ધ (1939-45) દરમ્યાન, હંગેરીએ વર્ષો પછી થયેલા સૌથી વધારે ઠંડા શિયાળા નો અનુભવ કર્યો હતો. ત્યારે બુડા અને પેસ્ટ ના જોડીયા શહેરો ને વિભાજીત કરતી ડેન્યુબ નદી પણ જામી ગઈ હતી. એક તરફ જર્મન સૈનિકો હતા અને બીજી બાજુ રશિયન સેના હતી. લોકો ભૂખમરા થી મરી રહ્યા હતા, અને પ્રાણીસંગ્રહાલય ના જાનવર પણ. પણ હંગેરી ના પ્રસિદ્ધ હિપ્પો, જે બુડાપેસ્ટ ના ઝરણાંમાં થી નીકળતા ગરમ પાણીમાં રહેતા હતા, એને બુડાપેસ્ટ ના લોકોએ નવ હજાર પરાળ ના ચપ્પલો, ચટાઈઓ અને ટોપીઓ ખવડાવી. અને એને કારણેજ, હિપ્પો ઠંડી અને યુદ્ધ થી બચી શક્યા.



સમાપ્ત